શ્રી દક્ષિણામૂર્તિ બાળસાહિત્ય

**ચાલો પ્રવાસે ગ્રંથમાળા**

---

બાળપ્રવાસો
ગુજરાત–મહારાષ્ટ્ર
દાદા દર્શને
ગિરિ શિખરો
આફ્રિકા સાંભર્યું
ફરવા જઈએ
રોજનીશી
ખળાવાડ અને

□

**આવા અન્ય રસ ભરપૂર નીચેના સેટો પણ વસાવો**

□

**હાસ્ય વિનોદ ગ્રંથમાળા**
**ગાતી ગ્રંથમાળા**
**અવલોકન ગ્રંથમાળા**
**રમ્યકથા ગ્રંથમાળા**
**કથાનાટ્ય ગ્રંથમાળા**
**પશુપક્ષી ગ્રંથમાળા**
**જીવનચરિત્ર ગ્રંથમાળા**
**જ્ઞાનવર્ધક ગ્રંથમાળા**
**પાઠપોથી ગ્રંથમાળા**

સેટનું મૂલ્ય રૂ. ૧૬–૦૦



આર. આર. શેઠની કંપની
મુંબઈ–૨ □ અમદાવાદ–૧



શ્રી દક્ષિણામૂર્તિ બાલસાહિત્ય

# ચાલો પ્રવાસે

## ગ્રંથમાળા

સંપાદકો : ગિજુભાઇ
અને તારાબેન

**આફ્રિકા સાંભર્યું**





શ્રી દક્ષિણામૂર્તિ બાલસાહિત્ય

સંપાદકો : શ્રી ગિજુભાઈ અને તારાબહેન

ચાલો પ્રવાસે ગ્રંથમાળા

•

# આફ્રિકા સાંભર્યું

લેખક

ગિજુભાઈ



આર. આર. શેઠની કંપની

પુસ્તક પ્રકાશક અને વિક્રેતા

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૪૦૦૦૦૨ : ગાંધી રોડ, અમદાવાદ–૩૮૦૦૦૧

**પ્રકાશક**
ભગતભાઈ ભુરાલાલ શેઠ
આર. આર. શેઠની કંપની
મુંબઈ–૪૦૦ ૦૦૨
અમદાવાદ–૩૮૦ ૦૦૧



પુનઃસંપાદિત
પુનર્મુદ્રણ
જાન્યુઆરી ૧૯૮૨

પ્રત : ૧૧૫૦

સેટનું મૂલ્ય રૂા. ૧૬–૦૦
[ આઠ પુસ્તકો ]

**મુદ્રક**
જુગલદાસ સી. મહેતા
પ્રવીણ પ્રિન્ટરી
ભગતવાડી
સોનગઢ ૩૬૪૨૫૦

# મુંગુ યા માઈસો ઈયાં

આફ્રિકા હું નવો નવો ગયેલો. કોટ પહેરીને, પાટલૂન પહેરીને, ચશ્માં ચડાવીને ચાલ્યો જાઉં. મને ખબર નહિ કે મારી વાત કરે છે.

તે દિવસ કાંઈ સ્વાહીલી ભાષા ન આવડે. સ્વાહીલી ભાષા આફ્રિકાની ભાષા. બે-ચાર જણા ગુણગુણ બોલે : " મુંગુ યા માઈસો ઈયાં. " " મુંગુ યા માઇસો ઇયાં. "

બોલતા'તા ત્યાં સુધી તો ઠીક, પણ પછી રોજ આવે ને પગે લાગે ને બોલે : " મુંગુ યા માઈસો ઈયાં. "

મને થયું : આ શું ? શું આ તે કાંઈ મશ્કરી કરતા હશે કે કાંઈ પૂછતા હશે કે કાંઈ જોઈતું હશે ?

સ્વાહીલીના બે-ચાર શબ્દો તો શીખ્યો. 'માજી' એટલે પાણી અને 'લેટે' એટલે લાવ. પણ આ 'મુંગુ યા માઈસો ઇયાં'નો અર્થ સમજાય નહિ.

એક હતો ઘડિયાળી. આપણા જ દેશનો. એમ કહો ને કે રાજકોટનો. નામ કહેવાની શી જરૂર ? મેં કહ્યું : "ભાઈ! આ 'મુંગુ યા માઇસો ઇયાં' એ શું હશે ?"

પેલો તો હસી પડયો. મને કહે : "અલા ભારે થઈ; તું તો મોટો પરમેશ્વર થયો !"

મેં કહ્યું : "છે શું ?"

એ તો બાઇબંધ ભોળા થઈને 'મુંગુ યા માઈસો ઇયાં' કહી મને પગે લાગવા માંડયા ! પછી મને સમજાયું કે 'મુંગુ' એટલે પરમેશ્વર, 'માઇસો' એટલે આંખો ને 'ઇયાં' એટલે ચાર. 'ચાર આંખ-વાળો પરમેશ્વર.' ચાર આંખ કોની ? બે આંખ મારી ને બે આંખ ચશ્માંની. ચશ્માં પહેરતો હતો ને?



પછી તો મારે કાળા લોકોની સાથે ભાઇબંધી થઈ. રોજ એ લોકો મળે, ને નમસ્કાર કરે ને 'મુંગુ' કહી ચાલ્યા જાય.

એમ હું આફ્રિકામાં 'મુંગુ યા માઈસો ઇયાં' હતો.

☆

# હાથીનું બચ્ચું

અમારો એક 'બૉય' હતો. 'બૉય' એટલે નોકર. બૉય જાતે 'વાગન્ડો' હતો. 'વાગન્ડો' એટલે 'યુગાન્ડા'—યુગાન્ડામાં રહેનારો.

યુગાન્ડા નામનો એક પ્રાંત છે. પૂર્વ આફ્રિકામાં આવ્યો છે. આફ્રિકા નામનો ખંડ છે. છે. એમાં સીદી લોકો રહે છે. અમારો નોકર સીદી હતો.

એનું નામ 'હાથીનું બચ્ચું.' એવું તે નામ શું કામ પડયું હશે?

ખરેખર એ હાથીના બચ્ચા જેવો હતો: ઊંચો, કદાવર ને પૂરેપૂરો હૃષ્ટપુષ્ટ. કાળો તો ખરો જ; જાડા હોઠ તો હતા જ. મોટા લબડતા હોઠ તો હોવા જ જોઈએ ને!

મને આવડે નહિ એની ભાષા ને એને આવડે નહિ મારી ભાષા, અમારું બધું કામ નિશાનીથી ચાલે.

એનો દેખાવ જોઈ મેં એનું નામ પાડયું



હાથીનું બચ્ચું. એને બોલાવું: "હાથીનું બચ્ચું!" એ જવાબ આપે: "જી!" એને એટલું ગુજરાતી તો આવડે.

મેં એને શિખવાડેલું કે એક આંગળી ઊંચી કરું તો ખૂબ હળવેથી બોલવું: "હાથીનું બચ્ચું." બે આંગળી ઊંચી કરું તો જરા મોટેથી બોલવું: "હાથીનું બચ્ચું." ને ત્રણ આંગળી ઊંચી કરું ત્યારે ખૂબ તાણીને બોલવું: "હાથીનું બચ્ચું."

ઑફિસમાંથી આવું ને એક આંગળી ઊંચી કરું. નોકર હળવેથી બોલે: "હાથીનું બચ્ચું." બે આંગળી ઊંચી કરું એટલે જરા ઊંચેથી બોલે: "હાથીનું બચ્ચું." અને ત્રણ આંગળી ઊંચી કરું એટલે તાણીને બોલે, "હાથીનું બચ્ચું."

કોઈ મહેમાન આવે તો એમ જ કરું. બૉય મનમાં શું સમજતો હશે? એને મેં કહેલું નહિ કે હાથીનું બચ્ચું એટલે આમ આમ.

ખરેખર એ ભોળો હતો!

★

## બાના યા ફુંડા મિલિયા

નૉર્વે દેશની વાત જુદી. ત્યાં છ મહિના રાત ને છ મહિના દિવસ. ત્યાંનો એક સાહેબ; ઊંચો ઊંચો તાડ જેવો.

આફ્રિકામાં આવેલો. ભાઈસાહેબને ઘોડું ન મળ્યું, ગધેડું ન મળ્યું, ગાડી ન મળી, સાઇકલ ન મળી, રિક્ષા ન મળી, મૉટર પણ ન મળી. ભાઈએ એક ઝીબ્રા લીધું! ઝીબ્રા એ તે શું હશે? વાઘ હશે કે દીપડો હશે? વિમાન હશે કે આગગાડી હશે? શું હશે?

ઝીબ્રા એટલે આફ્રિકાનું ગધેડું. ગધેડાથી નાનું નહિ ને ગધેડાથી મોટું નહિ; બરાબર ગધેડા જેવડું. ધોળું નહિ, કાળું નહિ, કાબરુ નહિ; નવી જાતનું: ચટાપટાવાળું.

કોણ જાણે ઝીબ્રા ગધેડા જેવું મૂરખ હોય તો! કોણ જાણે ગધેડા જેવું ભૂંકતું હોય તો!

રિક્ષા=માણસ ખેંચે એવી ગાડી



પણ એ ગધેડાની જેમ ધીમે ન ચાલે. ગધેડા જેમ એ ભાર ન ખેંચે. એનાં ટોળેટોળાં મેદાનોમાં ફર્યા કરે. એમ કાંઈ સહેજે હાથ ન આવે. એવું દોડે કે એની પાસે હરણ શું?

નૉર્વેના સાહેબ પેઠે કોઈક એને પાળતું હોય તો! કોઈક એની સવારી કરતું હોય તો!

નૉર્વેનો સાહેબ ઝીબ્રા ઉપર બેસે ને ઝીબ્રા જાય દોડયું. સાહેબ લાંબા ને ઝીબ્રા એનું ટૂંકું. સાહેબના પગ જાણે જમીનને અડયા!

અંગ્રેજ લોકો એ જનાવરને 'ઝીબ્રા' કહે છે. કોણ જાણે આપણી ભાષામાં નામ હોય તો! આપણે ત્યાં ઝીબ્રા થાય છે જ ક્યાં? સીદી લોકો એને 'ફુંડા યા મિલિયા' કહે છે. ફુંડી એટલે કુંભાર–કારીગર; ફુંડા એટલે ગધેડું; મિલિયા એટલે ચટાપટા; ને બહુ જાણવું હોય તો 'યા' છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય.

માસ્તર કહેશે: "છોકરાઓ! ફુંડા યા મિલિયા એટલે શું?"

"ચટાપટાવાળું ગધેડું."

નૉર્વેનો સાહેબ ફુંડા મિલિયા ઉપર બેસે. આફ્રિકાના કાળા લોકો જબરા. નામ પાડવે

ભારે શૂરા. નૉર્વેના સાહેબનું નામ બર્કસન કે ટૉમ્પ્સન કે ક્રુકસેન્ટ કે બ્રૉબિંગ્ટન હોય; એ કોને યાદ રહે?

એમણે તો સહેલું ને સટ, ટૂંકું ને ટચ, ભૂલી યે ન જવાય એવું નામ પાડેલું.

શું?

"બ્વાના યા કુંડા મિલિયા."

'બ્વાના' એટલે શેઠ.

એટલે આખું નામ થાય : 'કુંડા મિલિયાનો (ચટાપટાવાળા ગધેડાનો) શેઠ.'

આપણે નૉર્વેના સાહેબને બોલાવવો હોય તો જંગલી લોકોને કહેવું પડે : "જા; બ્વાના યા કુંડા મિલિયાને બોલાવ."

આપણે સમજાવવું હોય કે પેલો સાહેબ, તો આપણે કહીએ : "પેલો લાંબો લાંબો; કુંડા યા મિલિયા."

બસ; 'કુંડા યા મિલિયા' નામ આપ્યું એટલે બોય સમજી જાય.

આ એવી વાત છે નૉર્વેના સાહેબની : 'બ્વાના યા કુંડા મિલિયા'ની!



# કીબોકો વાંસે દોડ્યો

કીબોકો એટલે જળઘોડો. જળઘોડો પાણીમાં રહે, માછલાં ખાય, ખડ ખાય, અને જાડો થાય. ચામડું તો એવું જાડું કે એની જાડી જાડી લાકડીઓ થાય.

આફ્રિકામાં અમે રહેતા હતા. એક વાર ફરવા ગયા. એક નાની એવી નદીને કિનારે બેઠા. ત્યાં બે-ચાર કીબોકા નદીમાં તરે. મોઢાં પાણીમાં પણ બે કાન દેખાય.

સાંજ પડી હતી; જરા જરા દેખાતું હતું. અમારો એક ભાઈબંધ હતો; હરિશંકર એનું નામ. સખણો ન રહે. કીબોકોને પથરા મારવા માંડ્યો. કીબોકો કાંઈ અમસ્તો માણસ પાછળ ન દોડે. પથરા ક્યાં સુધી ખાય? એક કીબોકો ખિજાયો;

એ પાણીમાંથી નીકળ્યો ને અમારી વાંસે દોડ્યો. બે જણા ચડી ગયા ઝાડે, ને બે જણા તો જાય ભાગ્યા. મોઢા આગળ બે જણા ને વાંસે કીબાકો! એમાં કાંકરા મારનાર હરિભાઈ શું રાડો નાખે, શું રાડો નાખે! "ઓયવોય. મરી ગયો રે!"

પછી તો કીબાકો પાછો ગયો. પણ અમે હરિભાઈની ભારે ગમ્મત કરી. કહ્યું: "લ્યો ભાઈ! કાંકરા મારો ને! બિચારો તમારું નામ ક્યાં લેતો'તો? એની મેળે તરતો હતો."



# મિ. બાર્લો

મિ. બાર્લોનું આખું નામ અબ્રાહમ બાર્લો હતું. અમે અભરામ બાર્લો કહેતા.

હું અને બાર્લો એક જ ઑફિસમાં કામ કરતા: રજિસ્ટ્રારની ઑફિસમાં, મિ. પેઇલિથોપ સાહેબની નીચે. બાર્લો માંચેસ્ટરનો, હું ભાવનગરનો ને અમારા મણિભાઈ લીંબડીના.

બાર્લો બુઢિયો. પિસ્તાળીશ વરસ થયેલાં; મૂછો ધોળી થયેલી; ગાલે ખાડા પડેલા. પણ બુઢિયો તો યે બાર્લો સાહેબ. ચામડાના હોઝ પહેરે ને ધબ-ધબ ચાલે.

બાર્લો સાહેબ ચુંગી બહુ પીએ. કહીએ: "બાર્લો! આ શી ટેવ?"

---

હોઝ=ગોઠણ સુધીના બૂટ.

તરત કહે : " લે પાઉં ? "

ઠીક હવે. ચુંગી પીએ એ તો કંઈ નહિ; પણ બાર્લો બહુ ગંદો. થૂંકના પારપોટા બોલાવે, અને પાછો આમ ડબડબ કરીને ચુંગીએથી થૂંક કાઢે !

હું કહું : " છટ્ ! "

બાર્લો મારી સામે ડોળા કાઢે. ગમે તેમ પણ એ સાહેબ ખરો ને ? પણ હું કંઈ બીઉં ?

અમારી ઑફિસમાં કામ એક જણનું ને પાંચ જણ ભેળા થયેલા. બાપુ ! સરકારી ઑફિસો એમ જ ચાલે ! અમારો મોટો સાહેબ મિ. હેમિલ્ટન રજિસ્ટ્રાર. એકલી સહી કરવાનું જ કામ કરે. બીજો સાહેબ મિ. પેઇલથોપ. સાહેબને સહી કરવા કાગળ મોકલે ને ટપાલ જુએ; છાપાં માટે લેખો લખી મોકલે ને સ્વાહીલી ભાષાનો અભ્યાસ કરે. ત્રીજો બાર્લો દસ્તાવેજોની નકલ કરે. કહો ને કે નકલ કરનાર કારકુન ! ચોથા મણિભાઈ. એ પણ નકલ કરનાર કારકુન ને પાંચમો હું. મારું કામ કાગળોને કાણાં પાડીને બાંધવાનું. એમ ત્યારે !

મણિભાઈ ગામ ગયા એટલે એની જગ્યાએ હું આવ્યો. કાણાં તે કેટલાં પાડવાં હોય ? નકલ



તે કેટલી હોય ? સાહેબ લેખ લખે ત્યારે અમે ઊંઘીએ.

બાર્લો કહેશે : " પહેલાં મારો વારો; તું સાહેબની નજર રાખ "

બાર્લો ટેબલ પર ઊંઘે; હું ધ્યાન રાખું. પછી હું ઊંઘું ને બાર્લો ધ્યાન રાખે.

બાર્લો અક્કલનો ખાં ને પોતાની ભાષાનો પંડિત ! અમારા સાહેબને રજા માટે ચિઠ્ઠી લખવી હોય તો બાર્લો કહેશે : " ભાઈ ! આમાં કાંઈ લખવાની ભૂલ રહી ગઈ હોય તો સુધારી આપ ને ? "

હું કહું : " એટલું ય નથી આવડતું ? "

" અરે હું તો મિલમાં કોકડાં ભરતો હતો. હું તે કયે દિવસ ભણવા બેઠો હતો ? "

" ત્યારે અહીં ઑફિસમાં ક્યાંથી ? "

" ગોરી ચામડી છું, તે ટોપી ઉતારું તો પગાર તો મળે જ ને ? "

બાર્લોને મહિને રૂ. ૧૨૦) પગાર મળે.

બાર્લોને કહીએ : " અરે બાર્લો ! હિંદુસ્તાનમાં સરકસ બહુ સરસ ! "

" હેં ? "

" કૂતરા ઉપર હાથી ઊભો રહે."

બાર્લો કહે : " હિંદુસ્તાન બહુ સરસ !"

બાર્લી (બાર્લોની સ્ત્રીનું એ નામ પાડેલું) પોતે બહુ ભલી. જાડી થૂમડી. બાર્લો કહેશે : " ચાલો, તમને બિસ્કિટ કરતાં શીખવું."

અમે બાર્લોને ત્યાં જઈએ. હાંફળીફાંફળી બાર્લી સેવા કરવા લાગે. કોણુ જાણે પછી બિસ્કિટ કર્યાં કે નહિ તે યાદ નથી, પણુ બાર્લી ભલી બહુ. અભરામ બાર્લો અમારો ભાઈબંધ : ભલો માણુસ. આજ દિવસ સુધી સાંભરે છે.



## વીજળીનું કારખાનું

" ભાઈશા'બ ! મને સાઇકલે બેસતાં નથી આવડતું."

" અરે ભલા માણુસ ! ન શું આવડે ? એક રાતમાં સાઇકલ આવડે."

" પણુ ભાઈ ! એમ કાંઈ આવડે ? હાથપગ ભાંગું તો ?"

" તમે તમારે હું કહું એમ કરો ને ! બેસો આ સેડલ ઉપર, રાખો પગ પેડલ ઉપર, મૂકો હાથ હૅન્ડલ ઉપર. જેજે હો, સાઇકલ મૂકું છું. તમારે પગ હલાવવા ને હૅન્ડલ પકડવું. આમ વળી જાય તો આમ હૅન્ડલ કરવું ને આમ જાય તો આમ કરવું."

ઢાળ ઉપર મૂકી સાઇકલ દડતી ! ભાઈશા'બે પગ હલાવ્યા, હૅન્ડલ પકડયું. પણુ એમ

કાંઈ સાઇકલ ફેરવતાં આવડે? એ....પડ્યો! પણ પડે શું! આટલો ઊંટ જેટલો ઊંચો હતો તે પગ હેઠે મૂકી દેતાં ન આવડે?

"ભાઈ! મારે સાઇકલ નથી શીખવી. આમ તે આવડે?"

"ન શું આવડે? ચાલો, ફરી વાર. એક વાર, બે વાર, ત્રણ વાર."

અડધી રાતે સૅડલ ઉપર બેસતાં આવડ્યું. હૅન્ડલ પકડતાં આવડ્યું; પણ ચડતાં-ઊતરતાં કોને આવડે? કોઈક ચડાવે તો ચડવું, ઉતારે તો ઊતરવું. એમ ને એમ સાઇકલ ચાલી જાય ત્યાં સુધી ચાલે; નહિતર કાં તો પડવું ને કાં તો પગ મૂકીને ઊભા રહેવું. એમ અડધી રાતે સાઇકલની મુસાફરીની તૈયારી પૂરી થઈ!

ભાઈશા'બ પોતે, બાલુભાઈ, મણિભાઈ, હરિભાઈ ને પ્રૉફેસર જીવો: સૌ મુસાફરી માટે તૈયાર થયા.

"ભાઈઓ! પહેલાં આ ભાઈશા'બની સાઇકલ રવાના કરો. જુઓ ભાઈશા'બ! જ્યાં પડો ત્યાં ઊભા રહેજો, વાંસે અમે આવીએ છીએ



તે ચડાવી દેશું."

ભાઈશા'બને રવાના કર્યા. જાય ભાઈ પૅડલ મારતા! હૅન્ડલ આમ કરે, હૅન્ડલ તેમ કરે: કેડ આમ થાય, ડોકું આમ થાય. એ પડ્યા કે પડશું! સાઇકલ સાપ જેમ ચાલી જાય. રસ્તામાં કોઈ સામું જ ન મળે. મોટર તો શાની જ આવે? કોઈક જંગલી દેખાય, તો તે દેખાય ત્યારથી જ ભાઈશા'બ ટોકરી માર્યા કરે, પણ ત્યાં તો હૅન્ડલ વાંકું થયું, બૅલેન્સ ખસ્યું ને સાઇકલ પડી! ચાલાકી કાંઈ ભાઈશા'બની? મિયાં પડ્યા પણ તંગડી ઊંચી! સાઇકલને છોડી મિયાં ઊભા રહે.

સરસર સાઇકલો સરી જાય. બાંડીસવાળો પ્રૉફેસર જીવો, ઘનશ્યામ, મણિભાઈ, પહેલદાર હરખશંકર ને ગોળમટોળ જેવા સાહેબ હરિભાઈ: સાઇકલો સરકાવતાં આવી પહોંચે.

"કાં ભાઈશા'બ! શું થયું?"

"લ્યો ચડાવો પાછા સૅડલ ઉપર."

પાછા સૅડલ ઉપર ચડાવ્યા, હૅન્ડલ પકડાવ્યું ને સાઇકલને ધક્કો માર્યો તે જાય ભાઈશા'બ ભાગ્યા!

છ માઇલ ગયા; દસ માઇલ ગયા. વરસાદ ચડ્યો; તૂટી પડ્યો. હવે કાંઈ સાઇકલ ચાલે? એક તો ભાઇશા'બ ને એમાં વરસાદ!

પ્રોફેસર કહે: "તમે તમારે સૅડલ ઉપર બેસી રહો. હું તમારી સાઇકલને દોરડું બાંધું. હું મોઢા આગળ ખેંચ્યા કરીશ."

પણ એ ગારામાં હૅન્ડલ હાથમાં રહે શી રીતે? ને ચશ્માં ઉપર વરસાદ પડે એટલે તો રસ્તો ય ક્યાંથી દેખાય?

"આ ભાઈ આપણાથી નથી ચલાતું! એ....પડ્યા!"

પણ પડવા ક્યાં હિસાબ હતો? સાઇકલની સફરે નીકળ્યા ત્યારથી જ પડવાના એમ તો લખાવીને જ નીકળ્યા હતા!

"એલા કિકુયુ! આ અમારા શા'બની સાઇકલ ઉપાડ."

પ્રોફેસરની સાઇકલની ઠેસી ઉપર સાહેબ ઊભા રહ્યા. એ ગારો, એ વરસાદ ને પાછળ સાહેબ ઊભેલા! એમાં તો પ્રોફેસર જેવો જ સાઇકલ ખેંચે; બીજાના ભાર નહિ કે ચલાવે!



પણ સાઇકલ ક્યાં સગી થતી'તી! આ મોઢા આગળનું હૅન્ડલ તૂટ્યું ને થઈ રહ્યા પગપાળા!

બાબુ કહે: "હવે આપણે સાઇકલે ન જવાય. સાઇકલ સાથે ચલવી જઈએ."

પોપટીઓ કહે: "એ તો બધા સાથોસાથ!"

જુવાનોની મંડળી ને આફ્રિકામાં ગયેલી. નહિ ધરાળ, નહિ ઉલાળ; ખાવું, પીવું ને ખેલવું! એને શું? રવિવાર આવે ને ફરવા નીકળે. સફર કરી આવે પંદર માઇલ, ત્રીશ માઇલની; સોમવારે સવારે પાછા આવે. બીક તો કે શી ખબર! મરી જશું તો કે સાથે ફૂંકી મારજો. એલા ખાવાપીવાનાં? તો કે સાથે. ટાઢતડકો? લાગ્યા કરે. જુવાનીનું જોર, ચડતું લોહી ને વાંકડી મૂછો; કોટ-પાટલૂન ને બાંડીસ: બાબરી ઓળેલી; હાથમાં કીબોકાની સોટી; દસદસ શેરના બૂટ પહેરેલા! એ જુવાનો કેમ ઝાલ્યા રહે? વરસાદ પડતો જાય, ગારો ખૂંદાતો જાય ને લૂગડાં તો તરબોળ!

ધીમે ધીમે મંડળી ચાલી. ક્યાં જતા હતા? મલગરીએ! એવડો શો માંડવો બાંધ્યો હતો તે વરસાદમાં નીકળ્યા હતા? વીજળીનું કારખાનું જોવા જતા'તા! ઓય માળે!

આમ હેરાન થઈને જવાનું કોણે કહ્યું? ત્યારે શું બુઢિયા હતા તે ઘેર બેસી રહે? તો તો આફ્રિકા સુધી જાત જ કેમ?

કોઈક કહે: "ઝીકા ચાનિયાના ધોધ બહુ સારા." તો કે કર પલાણ સાઇકલ ઉપર. કોઈ કહે: "એલા કિકુયુ સરોવર બહુ સારું." તો કે ચાલો જોવા. આ એવી એની મોજ ને એવી જુવાનીની ઝપટ!

વીજળીના કારખાના પાસે આવ્યા. શું જોવાનું હોય, પથરા? નદીને વાળીને ધોધ બનાવ્યો હતો ને પાણીની મદદથી કારખાનું ચાલતું હતું. પણ એ જ જોવું હતું ના? નવું જોવું એ જ કામ. હાંસલખોટનો વેપાર થોડો જ હતો? એ તો જુવાનીનો તરંગ હતો.

"એલા ભાઈ! ચા પીએ."

"પણ કરશું ક્યાં? જુઓ, વરસાદ તો

મલગરીએ=મુલકગીરી; વસૂલાત ઉઘરાવવા ફરવું તે



વરસે છે."

"એલા દુકાનવાળા! તારી દુકાનમાં ચા કરવા દઈશ?"

"બાપુ! અહીં ક્યાં જગ્યા છે?"

"ત્યારે લાવ છત્રી."

વરસાદ વરસતો હતો. છત્રી નીચે પથરા ગોઠવી ગ્યાસલેટ નાખી સળગાવ્યું. ચા ઉકાળી. ભલે ને એક કલાકે બની રહે! ભલે ને ઠારેલા દૂધના ડબામાંથી દૂધ નાખવું પડે! પણ ચા પીધી! બધા કહે: "ચા પીધી. આ વરસતા વરસાદમાં છત્રી નીચે બનાવીને પીધી! પીધી તે પીધી; એમ કાંઈ ધાર્યું મૂકી દેવાય?"

બધા કહે: "ચાલો હવે જઈએ; વરસાદ ઊતરી ગયો છે."

ભાઈશા'બ કહે: "રહેવા દો હો! પહોંચાશે નહિ. સત્તર માઇલ છે."

"એમાં નહિ શું પહોંચાય? સાઇકલો છે ને? તમને વારાફરતી પાછળ બેસારશું."

"ચાલો ત્યારે."

છબ્બછબિયાં કરતી, ગારો ઉડાડતી, સાઇકલો ચાલી નીકળી. લૂગડાં સૂકવવાનાં જ ક્યાં હતાં? એ તો શરીર ઉપર જ સૂકવાતાં હતાં!

સાંજ પડવા આવી. વાદળાં થયાં. વરસાદ વરસ્યો. "એલા હવે પાછા ચાલો, પાછા. પેલા ગામમાં સૂઈ રહેશું."

"હવે ચાલ ચાલ! પાછા તે ફરાય?"

"ચાલો ત્યારે; થાશે તે ખરી."

વરસતે વરસાદે, અંધારી રાતે, હાથમાં સાઇકલો અને ટોળી ઊપડી. બત્તી જ ક્યાંથી કરે? એમાં તો પાણી ભરાયું હતું. ભૂખ ક્યાંથી મટાડે? ભજિયાં ને પૂરી તો સૌનાં પલળી ગયાં હતાં.

હાથી નદી આવી. "એલા બધા સાઇકલે ચડો. આ મોટો ઢાળ છે એટલે જલદી ઊતરી જવાય."

ભાઇશા'બને ય બેસાર્યા, પણ ત્યાં ગારામાં સાઇકલો ક્યાં ચાલે એમ હતી? ધર્રર્ર કરતી નીચે ને સુર્રર્ કરતી ગારામાં હેઠે. એક ડગલું આગળ ને હાથી નદીની ખળખળતી ખીણમાં ભાઇશા'બ જાત! ઊંડી જબ્બરી ખીણ, એમાં હાથે ય ક્યાંથી આવત?

ભાઇશા'બ કહે: "ગયા હોત તો તાર કરી નાખવો'તો ને સ્ટીવન્સ સાહેબને કહી દેવું'તું કે કારકુન મરી ગયો!"

ટોળી આગળ ચાલી. હરિયો કહે: "એ શા'બ! મરીશ તો બાયડીછોકરાં હેરાન થશે!"

પોપટભાઈ કહે: "આપણી પાછળ કાંઈ છે નહિ. એલા હરિયા! તારે સાટે હું મરીશ."

પીશી બોલવા લાગી! પીશી હોય ત્યાં વાઘસિંહ હોય. સૌ કહે: "માર્યા, ક્યાંક સિંહ આવે નહિ!"

દસ વાગ્યા હતા. ઘોર અંધારી રાત હતી. જંગલ જેવું હતું. ઊંચાનીચા રસ્તા, ખાડા ને ટેકરા; ક્યાંક ક્યાંક જંગલી લોકોના શામ્બા દેખાય. બધો વગડાઉ મુલક.

હરિભાઈ કહે: "ચાલો, આ ઝાડ ઉપર ચઢીને રાત કાઢી નાખીએ."

"પણ સાઇકલ?"

"સાઇકલ હેઠે."

"ના ના; ચાલો, ચાલ્યા જઈએ."

"બે વાગશે હો!"

"બે કે ત્રણ! પહોંચ્યે છૂટકો, સવારે પાછું ઑફિસમાં જવું છે; ને આ ભૂખ લાગી છે એનું શું? અહીં ખાવા કોણ આપે એમ છે?"

ભાઇશા'બ તો લાંબા થઈને રસ્તા વચ્ચે સૂતા! ગારામાં જ સૂતા એમ કહો ને? ક્યાં લૂગડાંને બગડવું'તું કે ક્યાં ભાઈને પલળવું'તું?

પાછા ઉપાડયા. પગ પાછા પડતા જાય, ને સાઇકલ આગળ ધકેલાતી જાય, એમ ધીમે ધીમે કરતાં ચાલ્યા.

"એલા! તને સિંહ ખાઈ જાય તો?"

"તો ઘેર તાર કરજે."

"આપણે હરિભાઈને જ આગળ મૂકો ને તે બે સિંહ ધરાય!"

"બાપુ, એમ કંઈ હું વધારાનો નથી!"

સિંહની બહુ બીક. પીશી તો ચીસેચીસ નાખે. જાણે હમણાં સિંહ નીકળશે.

અ....પણે દીવો દેખાય. ઝૂંપડી જેવું લાગે છે.



છે. ચાલો તો ખરા." પગમાં જરા જોર આવ્યું. ઘડિયાળમાં એક વાગ્યો હતો.

ઝૂંપડીમાં એક ગોરો સાહેબ સૂતો હતો. સાહેબનું ત્યાં ખેતર હતું. અંગ્રેજીમાં અમે એને કહ્યું : "સાહેબ! અત્યારે ભૂખ બહુ લાગી છે. કાંઈ ચા બા મળશે?"

સાહેબ કહે : "મિલ્ક કુઈશા; હપાના કિડોગો." (દૂધ ખલાસ; જરા પણ નથી.)

"ઈકો શુકારી?" (ખાંડ છે?)

"ન્દીયો, શુકારી ઈકો." (હા, ખાંડ છે.)

સાહેબનો બોય દોડયો. અમે બધા ટાઢે ધ્રૂજતા હતા. મોટો ભડકો કરીને એણે લાકડાં સળગાવ્યાં.

સાહેબ કહે : "તાપો તાપો; બધા જરા ગરમ થાઓ."

ટાઢ ઊડી. ગ્યાસલેટનો ડબો લાવ્યા. પાણી નાખ્યું, ખાંડ નાખી, ચા નાખી ને ઉકાળ્યું.

કન્ડેન્સ્ડ મિલ્ક (ઠારેલા દૂધ)નાં ફેંકી દીધેલાં ડબલાં લીધાં : ભરી ભરીને પીવા માંડયા. કોણ હિસાબ રાખે કે કેટલી પીધી?

ગરમાગરમ ચા !

બટેટાં ને શકરિયાં મળ્યાં; નાખ્યાં એને તાપમાં, પણ કોને ધીરજ રહે કે પાકે ત્યાં સુધી બેસે ? આણી કોરથી શેકવા નાખ્યું ને ઓલી-કોરથી ઉપાડયું. કાચાં ને પાકાં, ખાવા દે એક વાર તો ! સૌ સવારના ભૂખ્યા હતા.

સાહેબે બોય આપ્યો. ભાઇશા'બની સાઈ-કલ ઉપાડી.

બે વાગે ઘેર આવ્યા. વીશીવાળો શાનો હોય ? ભાઇબંધની દુકાન ઉઘાડી લોટ ને ઘી કાઢયાં, ને પૂરી ને શાક બનાવીને ખાઈને સૂતા.

## મારા મિત્રો

આફ્રિકામાં મારે ઘણા ય મિત્રો હતા. ભણેલા અને અભણ, મૂરખ અને ડાહ્યા તેમ જ લફંગા અને સજ્જન, હિંદુ અને મુસલમાન તેમ જ મદ્રાસી, પંજાબી અને બંગાળી; બધી જાતના મિત્રો મારે હતા.

મિત્ર ધુનીચંદ પંજાબી હતા, તેની પાસે કેળવણીની વાતો કરતો ને ઉર્દૂ શીખતો. ઉર્દૂ બહુ ભણ્યો ! 'અલ્લા હે !' એટલું તો વાંચતાં આવડયું જ હતું. ધુનીચંદ ખરેખર ખાનદાન, વિદ્યારસિક અને લાયક હતા.

અમે એક સાહિત્યમંડળ કાઢયું હતું. અંગ્રેજી ભાષણો ને નિબંધો વાંચતા. અંગ્રેજી સાહિત્યનો ઉદ્ધાર કરવાનું ધાર્યું હશે !

સમાજિસ્ટો પણ મારા મિત્રો હતા; થિયોસૉફિસ્ટ પણ હતા; સવારમાં નાહી ધોઈને સંધ્યા કરનાર પણ મારા મિત્રો હતા, અને દારૂમાંસ લેનાર ખ્રિસ્તીઓ પણ મારા મિત્રો હતા. સિલોનિઝ અને બર્મિઝો પણ મિત્રો હતા. કોઈક વધારે, કોઈક થોડા.

હરિશંકર મારા મિત્ર: બહુ ભલા માણસ. એમણે મને ખૂબ મદદ કરેલી. મિત્ર માટે પૈસા વાપરી જાણે. ખિજાય તો વળી કોઈના નહિ; પણ સાચા દિલના.

હરખશંકર બીજા મિત્ર: પહેલવાન, શાંત, ગંભીર, વફાદાર મિત્ર. એકલા કોઈ દિવસ ખાય નહિ. પોતાનું ને પારકું એવું શું? લોભ નામે નહિ. એ હોય ત્યાં બીજાને ખરચ કરવા ન દે. પોતે આરામ લેનારા, કહેશે: "એ વાંચવુંબાંચવું તમારું કામ!"

મણિભાઈ ત્રીજા મિત્ર: ગુલાબી માણસ. બાલોની ખેવફૂફી એમણે શોધેલી. બહુ ભાવ રાખવાવાળા. પૈસા સાચવે ખરા; છતાં કહેશે: "મિત્રો માટે તો ખરચીએ જ તો!"

કાનજીભાઈ ઘડિયાળી. મારા વિના ઘડી ન



ચાલે. સ્વાહીલી સુંદર આવડે. બુદ્ધિના અક્કડલક્કડ. સ્વાશ્રયે ઊંચે ચડેલા. હોશિયાર ખરા. બીડી પીએ ત્યારે તો મોટું તત્ત્વચિંતન કરતા હોય એવા લાગે!

હરિભાઈ લશ્કરી માણસ: લશ્કરી રુઆબ, લશ્કરી જુસ્સો. દિવસમાં પાંચસો વાર 'ડૅમ' બોલે, પણ દિલના સાફ. મિત્રને માટે માથું આપતાં પાછા ન ફરે.

પ્રૉફેસર જીવો મને બહુ ચાહે. સુતાર હતો: કારીગર ભેજાનો. સાઈકલે બેસતાં બહુ સરસ આવડે. એટલા માટે પ્રૉફેસર નામ પાડેલું.

પરેશ સિલોની હતો; એક લક્ષાધિપતિનો છોકરો. સાહસ કરવા નીકળી પડેલો. એક ઝવેરીને ત્યાં કામ કરે. અમારે બહુ દોસ્તી હતી. યોજના પાર પડી નહિ.

મગનલાલ ભલા માણસ. મારું રક્ષણ કરે; મારી પથારી પાથરે; મારું પાણી ભરી આપે; મને ખૂબ સાચવે. શાંત સ્વભાવ, ધર્મપ્રિય માણસ; પણ આફ્રિકામાં આવી પડેલા.

રતિલાલ મારો દિલનો દોસ્ત. દોસ્ત તો શું પણ એના પર દિલ આફરીન! એનું નામ મેં

'પિગ' પાડેલું. 'પિગ' હુકમ ઉઠાવવામાં તત્પર. અરધી રાતે જે માગું તે લાવે. બીજા બધાએ મારી ચાકરી કરેલી, પણ ત્યાંના કાળા તાવ વખતે 'પિગે' ઘણી સેવા ઉઠાવી હતી.

જેચંદભાઈ લાગણીવાળા; ફાટેલ ભેજાના ખરા! સ્ટીવન્સની ઑફિસમાં મારી અવેજીમાં વગર પગારે અઢાર દિવસ એ જેચંદભાઈ જ નોકરી કરી શકે; બીજા કોઈના ભાર નહિ!

એવા ઘણા ઘણા મિત્રો હતા. આજે કોઈ જીવતા હશે, કોઈ મરી ગયા હશે. જૂનાં સ્મરણ-પટ ઉપર તો બધા અમર છે!

*

પિગ=ડુક્કર